સંબંધ મરે ત્યાં સુધી તોડી નાખવાની પ્રથા જોવા મળે છે. પોતાનાથી નીચા ગણાતા લોકોને ત્યાં રાઠવાઓ સામાજિક પ્રસંગોમાં જતાં હોય છે પણ ત્યાં તેઓ જમતાં નથી. ક્યારેક આવા પ્રસંગોમાં ભોજન બનાવવા માટે બ્રાહ્મણને બોલાવાતો હોય તો ત્યાં તેઓ જમે છે. અમુક વિસ્તારોમાં હવે શિક્ષણ અને સમજણના લીધે તેમની સાથેના વ્યવહારોમાં પરિવર્તન દેખાય છે.

કવાંટ વિસ્તારોમાં નાનીનાતનાં રાઠવા અને મોટીનાતનાં રાઠવા એવા ચોખ્ખા બે ભેદો છે. આ બંને નાતોમાં મોટીનાતનાં રાઠવા પોતાને નાનીનાતનાં રાઠવા કરતાં ઊંચા ગણાવે છે. તેમની સાથે બેટી વહેવાર કરતાં નથી. આ બંન્ને નાતો હેરણ નદીથી નસવાડી સુધીના વિસ્તારમાં છે.

રાઠવાઓમાં ખાવાપીવાવાળા એક સરખા ગણાય, ભગત થઈ ગયેલાં રાઠવાઓમાં સમાનતા ખાસ જોવા મળતી નથી. જો જગત હોય તો આખું ગામ એક થઈને દેવ તહેવાર કરે પણ ભગતલોકો પોતાના અલગથી દેવ તહેવાર કરતાં જોવા મળે છે. એક સાથે બધાં હળી મળીને વાર તહેવાર કરતાં જોવા મળતાં નથી. 'ભગત્યાં' અને 'નુગરાં' એવો ભેદ કેટલાક વિસ્તારોમાં જોવા મળે છે.

## પવિત્રતા અને અપવિત્રતાના ખ્યાલો

**જગ્યા :**

અનાજ કાઢવાનું ખળું, પીઠોરાની ભીંત, ઘરલીદેવી જ્યાં બેસાડી હોય તે થાનક, ચૂલો, અનાજ મૂકવાની જગ્યા, દેવસ્થળો, ઢોર બાંધવાનું ગમાણ તથા અમુક ડુંગરો કે નદીઓ પવિત્ર ગણવામાં આવે છે.

તે ઉપરાંત નદી કે તળાવના પાણીને તેઓ ખૂબ જ પવિત્ર માનતા હોય છે તેથી તેમાં પેશાબ કે સંડાસ કરી શકાય નહીં એવું તેઓ સ્પષ્ટપણે અમલ કરતાં હોય છે.

નદીના જળધોધને રાઠવાઓ 'ધરા ' કહે છે. આવા કોઈક ધોધ કે જેમાં વરસે એકાદ વ્યક્તિનો ભોગ લેવાતો હોય તે જગ્યા, સ્મશાન, કોઈ ઝાડે ટીંગાઈને મરી ગયું હોય તેવી જગ્યા, કૂવામાં કૂદી પડીને કોઈ મરી ગયું હોય તેવો કૂવો, રસ્તામાં કોઈનું અકસ્માત થયું હોય તેવી જગા, કોઈ બિમાર વ્યક્તિનો ઊતારો મૂકેલી જગા કે જમરાં અવતારે આવેલા બાળકને ઊંધે માથે કોઈ રસ્તાની વચ્ચે દાટે તે રસ્તો અપવિત્ર ગણાય એવું તેઓ માને છે.

**સમય :**

અમાસનો સમયગાળો, સાંજની પડતી રાતનો આઠ નવ વાગ્યાનો સમય, મળસકું સૂર્યગ્રહણ, ચંદ્રગ્રહણનો સમય, દીવાળીની ચૌદશનું એક અઠવાડિયું, કોઈનું મૃત્યુ થયું હોય તે રાત જેવો સમય અપવિત્ર ગણે છે.

'દેવનો'(ગુરુવાર), 'દિતવાર'(રવિવાર) અને 'ગુજરી' 'થાવર'(બુધવાર) જેવા દિવસો સારા દિવસો તરીકે માને છે. આ વારના દિવસોમાં તહેવારો કે કોઈ પ્રસંગો રાખે છે. દશેરાના દિવસને સારો દિવસ ગણવામાં આવે છે. દશેરાના દિવસે બધા દેવો ફરવા જતાં રહેતાં હોવાથી અનાજપાણીમાં ભાગ માગનાર કોઈ રહેતું નથી અને કોઈને આપવું પડતું નથી તેથી તે દિવસોમાં અનાજ કાઢે તો વધારે પાક ઊતરે છે એવી

માન્યતા છે.

તે ઉપરાંત, પૂનમ પછીના અંધારિયાનો સમયગાળો સારો ગણવામાં આવે છે. તે સમયે ઝાડ કાપે તો તેને સડો લાગતો નથી એવું માને છે. આ સમયગાળામાં મધ ઉતારવાનો કે ખેતરના પાક કાપવાનો સારો સમય ગણાતો હોય છે.

**વ્યક્તિ :**

માસિકધર્મવાળી સ્ત્રી પાણીયારે, ચૂલે, અનાજની જગ્યાએ, દેવસ્થળે, શાકભાજીની વાડીમાં કે રાંધેલા ખોરાક પાસ જઈ શકતી નથી. આવા દિવસોમાં તે સ્ત્રીને અલગ રાખવાની પ્રથા છે. આવી સ્ત્રીના હાથેથી જો કોઈ વિદ્યા ધરાવતો પુરુષ ખાવાનું ખાય લે તો તેની વિદ્યા પૂરી થઈ જાય છે, એવું પણ માને છે. કેટલાક શિક્ષિત રાઠવાઓમાં હવે એવા ભેદ જોવા મળતાં નથી.

સગર્ભાસ્ત્રીનો પડછાયો કોઈ સાપ પર પડે તો તે સાપને થોડો વખત સુધી દેખાતું નથી એવું માને છે. એવી સ્ત્રી બોરના ઝાડને પકડી લે તો તે બોરના ઝાડે લાગેલાં બોર બધાં સડી જાય છે. સ્મશાનમાં ફરી આવેલા પુરૂષો અપવિત્ર ગણાય છે.

તે ઉપરાંત, મેલીવિદ્યા શીખતી હોય તેવી સ્ત્રી મૈયતમાં કે કોઈ દેવસ્થળે જતી નથી.

**બાળક :**

સુવાવડ પછીના પાંચ, છ કે સાત દિવસ સુધી બાળકને મેલું ગણવામાં આવે છે. જ્યાં સુધી તેની

નાતમાં લેવાની ક્રિયાવિધિ પૂરી ન થઈ જાય ત્યાં સુધી તેની સાથે સમાજ કોઈપણ પ્રકારનો વ્યવહાર કરતો નથી. છઠ્ઠી કે સાતમની વિધિ થઈ ગયાં પછી તે ચોખ્ખું થયું એવું માને છે.

**કુદરતી તત્વો :**

દેવસ્થળોવાળા ડુંગરો, કોઈ મોટા વૃક્ષો, નદીઓ, વાવ, સૂર્ય, ચંદ્ર, તારાઓ, પવન, પાણી તથા અગ્નિ જેવા તત્ત્વોને પવિત્ર માને છે.

**વનસ્પતિ વૃક્ષો :**

બીલી, કણબાનું ઝાડ, કળો, ખાખેર, પીપળો, વડ, દૂધકળો, ઉંમરાનું ઝાડ, પીપર, તાડ કે બહેડા જેવા ઝાડ નીચે પેશાબ કે સંડાસ પણ કરવામાં આવતાં નથી. આ વૃક્ષોને પવિત્ર ગણાય છે.

**દારૂ :**

દારુ પવિત્ર ગણવામાં આવે છે. કોઈ પણ પૂજા વિધિમાં દેવોને દારુ ચઢાવાય છે.

**રોગો :**

'ઓરી' નામનો બાળકોનો રોગ ખૂબ જ પવિત્ર ગણવામાં આવે છે. અછબડા નીકળેલ બાળકને દારુ પીધેલ વ્યક્તિ, માંસ-મચ્છી ખાધેલાં લોકો કે માસિકધર્મવાળી સ્ત્રીથી દૂર રાખે છે.

તે ઉપરાંત ડાકણ-ભૂત-પ્રેત વગેરેને પણ રાઠવાઓ અપવિત્ર ગણે છે.

**શુકન-અપશુકન :**

-ભરેલું બેડું ભેગાય તો શુકન અને ખાલી બેડું અપશુકન.
-પીસોટી જે કઠીયા પર બેઠી હોય તે કઠીયું તોડે અને કીડો નીકળે તો અપશુકન.
-જમીન પર પીસોટી ગબડતી ડાબી બાજુ જાય તો અપશુકન.
-ખોખડી આગળ જાય તો શુકન.
-હહલ્યું આગળ નીકળે તો અપશુકન.
-ઝાડ પરથી સુકું ડાળખું પડે તો અપશુકન.
-રાજા ઘુવડ જમણે બોલે તો શુકન અને ડાબે બોલે તો અપશુકન.
-વીછીમાં લગ્ન ના થાય.
-ગધેડું આળોટે તો અપશુકન.
-કૂતરું કાન ફફડાવે તો શુકન.
-પીસોટી લીલા ડળખા પર બેસીને બોલે તો શુકન.

## મનોરંજનની રીતો

**બાળકોની રમતો :**

હુંધણીયું ઉનાળામાં ઝાડ પર ચઢીને રમાતી રમત છે. લૂણપાટો એ મોટેભાગે ચોમાસું શરૂ થાય પછી રમાતી રમત છે. ઈટીયુંટીટીયુંની રમત ગમે તે ઋતુમાં રમાય છે. ગલી રમવી એ ચોમાસાની ખાસ રમત છે. પાંચીકાની રમત ખાસ છોકરીઓ રમતી હોય છે. ભમરડાની રમત છોકરાઓ રમે છે. ગેડીદડોની રમત ચોમાસામાં રમાય છે. પાણીપકડદાવની રમત પાણીની રમત છે. નદી કે કોતરમાં રમાય છે. બેડિયુંની રમત છોકરા અને છોકરીઓ બધાં ભેગાં રમી શકે તેવી રમત છે. આ બધી રમતોથી બાળકો મનોરંજન મેળવે છે.

**યુવાનો અને વયોવૃદ્ધોની મનોરંજનની રીતો :**

**પ્રસંગો** : લગ્ન જેવા સામાજિક પ્રસંગોમાં થતાં ટીમલી પ્રકારના નૃત્ય દ્વારા યુવાનો તેમજ વયોવૃદ્ધો મનોરંજન મેળવે છે.

**મેળાઓ** : આખા રાઠવા પ્રદેશમાં ૬૪ જેટલા મેળાઓ થાય છે. મહામાસ, ફાગણ, ચૈત્ર, વૈશાખ, શ્રાવણ, ભાદરવો, આસો મહિનામાં વિવિધ સ્થળે મેળાઓ ભરાય છે. આ મેળાઓમાં વિવિધ પ્રકારના નાચણાઓ દ્વારા આખો સમાજ આનંદ મેળવે છે.

**તહેવારો :** હોળી, દીવાળી, દીવાસો, ઊંજાણી, ઈંદ, કુંવારિયો કે બાબાપીઠોરા જેવા ઉત્સવોમાં સમાજનાં નાનાં મોટાં બધાં જ મન મૂકીને મનોરંજન માણે છે.

**સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો :**

ખેતી, પશુપાલન, શિકાર, તીરકામઠાં ચલાવવામાં અને પીઠોરા જેવા વિશિષ્ટ ચિત્રો લખવાના કામમાં રાઠવા સમુદાય અન્ય સમુદાયો કરતાં આગવી ઓળખ ધરાવે છે.

**રાઠવી ભાષા**

**રાઠવી ભાષાનો ઈતિહાસ :**

ગુજરાતની ભીલી ભાષાઓનો પહેલો ભાષાશાસ્ત્રીય અભ્યાસ અંગ્રેજ સરકારના જ્યોર્જ ગ્રિયર્સને તેમના લિંગ્સ્ટિક સર્વે ઓફ ઈન્ડિયાના (૧૯૦૭) નવમા ગ્રંથમાં કરેલો છે. તેમાં ભીલી ભાષા ભારતના ઈન્ડો-આર્યન જૂથમાં આવે છે. રાઠવા બોલી વિષે અને રાઠવા જાતિ વિષે ઉલ્લેખ કરતાં નોંધ્યું છે કે ભિલાલાઓ અડધા રાજપૂત અને અડધી ભીલી જાતિનું મિશ્રણ છે અને રાઠવાઓ તેનું નાનું પેટા જૂથ છે. તેમણે એમ પણ જણાવ્યું કે રાઠવાઓ રેવાકાંઠા એજન્સીના અલીરાજપુરમાં આવેલાં રાઠ- વિસ્તારના વતની છે. તેઓ રાઠવા વિસ્તાર વિષે પણ નોંધે છે કે રેવાકાંઠાના બારિયા અને છોટાઉદેપુર વિસ્તારમાં રાઠવાઓની વસ્તી છે. તેઓ રાઠવી બોલી બોલે છે. આની સાથે જ આગળ નોંધે છે કે મધ્યપ્રદેશના

બડવાની વિસ્તારમાં પણ સાથે રાઠવી બોલી મિશ્ર સ્વરૂપે બોલાય છે. તેને તેઓ ''રાઠવી ભિલાલી '' તરીકે ઓળખાવે છે. તેમનું આ ભાષાકીય વિધાન દર્શાવે છે કે બડવાની વિસ્તારમાં રાઠવાઓ હશે અને તેઓ ભિલાલીમિશ્રિત રાઠવી બોલી બોલતા હશે.

શ્રી કે.કા શાસ્ત્રી નોંધે છે કે રાઠવા લોકોની બોલી 'ઉચ્ચારણના વિકારો'થી ભરેલી છે. તેનો ઉપયોગ તેઓ અંદરો-અંદરના વ્યવહાર માટે કરે છે. બોલીમાં ભૌગોલિક પરિસ્થતિના કારણે ધ્વનિસ્વરૂપમાં પરિવર્તન કે ફેરફાર મળે છે. એ દ્વારા આ બોલીનું આગવું તત્ત્વ, ઉચારભેદ પ્રગટ થાય છે. બોલી એ પ્રજાની નાનમ નથી પણ વિશિષ્ટતા છે. બોલીઓમાં ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ઉચ્ચારભેદ સિવાય બીજું તત્ત્વ શોધ્યું ખાસ જડતું નથી.

મુંબઈ ગેઝેટિયર (૧૮૨૫) નોંધે છે તેમ રાઠવાઓ મધ્યપ્રદેશના માળવા નજીક અલીરાજપુર પાસેના રાઠ વિસ્તારમાંથી આવ્યા છે. એટલે રાઠવાનું મૂળ વતન રાઠવિસ્તાર છે તેમ કહી શકાય. બીજું છે કે અલીરાજપુર ગેઝેટિયરમાં નોંધ્યા પ્રમાણે અલીરાજપુર રાજ્યનો વિસ્તાર આશરે ૮૩૬-૬૩ ચો.મા. જેટલો હતો. જેમાં ૩૨૫ જેટલાં ગામો હતાં. આ રાજ્ય ઉત્તરે પંચમહાલ જિલ્લાના બારિયા સ્ટેટ સુધીનું અને પૂર્વમાં ગ્વાલિયર, ઝાબુઆ અને જોબટની સરહદ સુધીનું વિસ્તરેલું હતું. આ રાજ્ય જુદાં જુદાં પાંચ પરગણાંઓમાં વહેંચાયેલું હતું. (૧) રાઠ (૨) ભાબરા (૩) નાનપુર (૪) છકતલા (૫) ચાંદપુર. તેમાં રાઠ પરગણું ૨૩૭ ચો.મા વિસ્તારનું અને ૧૩૪ ગામોવાળું હતું. અલીરાજપુરની કોર્ટ ત્યારે રાઠ કોર્ટ તરીકે ઓળખાતી હતી. તેમાં નોંધેલ છે કે રાઠ નામ શા ઉપરથી પડ્યું તે વિશેના કશા ઉલ્લેખ મળતા નથી. ક્ષેત્ર

તપાસ દરમ્યાન અલીરાજપુર મહેસૂલ ખાતામાં કામ કરતા તલાટી શ્રી ઇન્દ્રગિરી- કે જેમના કુટુંબને જૂના અલીરાજપુર રાજ્યના વખતમાં વંશપરંપરાગત રાજગુરુની ગાદી મળેલી હતી, તેમના કહ્યા અનુસાર અલીરાજપુર રાજ્યની મૂળ રાજધાની આજના અલીરાજપુરથી દક્ષિણે દસેક માઈલ દૂર આવેલા આલિ સ્થળે હતી. એ રાજ્યનો મૂળ સ્થાપક રાજા આનંદદેવ રાઠોડ વંશનો હતો. તેણે આ રાજ્ય ઈ.સ.૧૪૩૭માં સ્થાપ્યું હતું. પોતાના વંશના આધારે રાઠોડ રાજ્ય અને તેમાંથી રાઠવા વિસ્તાર કે રાઠ વિસ્તાર એમ સંભવ્યું હોય .

તેઓ નોંધે છે કે ગુજરાતના વડોદરા જિલ્લાના છોટાઉદેપુર તાલુકાનો ઉત્તર-પૂર્વ વિસ્તાર આઝાદી પહેલાં છોટાઉદેપુર રાજ્યમાં સુરસી અથવા દોર પરગણાં તરીકે ઓળખાતો હતો. આ આખું પરગણું ૩૩ ગામોનું હતું. જે મૂળે અલીરાજપુર રાજ્યનો એક ભાગ હતો. એ વિસ્તાર છોટાઉદેપુર રાજ્યનો ભાગ બન્યો.

પાલના રાઠવા પુસ્તકમાં શંકરભાઈ સોમાભાઈ તડવી નોંધે છે કે પ્રજાનાં નામ ઘણીવાર રહેઠાણના પ્રદેશ ઉપરથી પડે છે. છોટાઉદેપુરનો પ્રદેશ રાઠ પ્રદેશ તરીકે ઓળખાય છે. રાઠ પ્રદેશના રહેવાસી તે રાઠવા. રાઠવા નામ રાઠવિસ્તાર ઉપરથી પડ્યું હશે, તેઓ નોંધે છે કે રાઠવા શબ્દ રાઠોડ, રાષ્ટ્રીય કે રાષ્ટ્રકૂટો ઉપરથી આવ્યો હોવો જોઈએ.

ઓસ્ટ્રિયા દેશના વિયેના યુનિવર્સિટીના પ્રજાતિશાસ્ત્ર વિભાગના વડા પ્રો. હેકલે રાઠવા વિશે જણાવે છે કે ભીલાલાનાં બે પેટાજૂથો છે જેમાંનું એક રાઠવા છે, જેઓ ગુજરાતના વડોદરા જિલ્લામાં છોટાઉદેપુર

તાલુકામાં વસે છે.

ડૉ. સિદ્ઘરાજ સોલંકી 'આદિવાસી જીવન અને સંસ્કૃતિ ' લેખમાં નોંધે છે કે રાઠવાઓ વડોદરા જિલ્લાના છોટાઉદેપુર વિસ્તારની મુખ્ય જાતિ છે. જે ઝાબુવા, અલીરાજપુર, સેંદવા વિસ્તારમાં બરેલા-ભીલાલાના નામે પણ ઓળખાય છે. બીજું નોંધે છે કે આ આદિવાસી જાતિઓની પોતપોતાના નામે ઓળખાતી એવી ભાષાઓ છે. દા.ત., ધોડિયાઓની ધોડિયા ભાષા, ભીલોની ભીલી ભાષા, ગામિતોની ગામિત ભાષા, ચૌધરીઓની ચૌધરી ભાષા, રાઠવાઓની રાઠવી ભાષા વગેરે છે.

રાઠવી સાહિત્ય લેખિત સ્વરૂપમાં ખૂબ ઓછા પ્રમાણમાં જોવા મળે છે. રાઠવીના મૌખિક સાહિત્યમાં લોકગીતો, લોકકથાઓ, લોકવાર્તાઓ, બાબા પીઠોરાનાં ગાયણાંઓ વિધિવિધાનના મંત્રો વગેરે સાહિત્યમાં મળી આવે છે. જેને ઘણાં ઓછા સાહિત્યકારોએ લેખિત સ્વરૂપ આપવાનો પ્રયત્ન કર્યો છે. જેમાં શંકરભાઈ સોમાભાઈ તડવીએ રાઠવી લોકબોલી, ધર્મ અને લોકદેવો, મૃત્યુ સંસ્કાર, લગ્નપ્રથા અને વિધિ તેમજ રેવાબહેન તડવીએ રાઠવાનાં ઉખાણાં, લોકજીવનમાં મંત્રવિદ્યા, નિંદણાનાં ગીતો, તથા સુભાષ ઈસાઈએ બાબા પિઠોરાદેવનાં ગાયણાં, રાઠવી બોલીમાં વાર્તાઓ, હોળીના બોલ વગેરે સાહિત્યનાં જુદાં જુદાં સ્વરૂપો સંપાદિત છે. રાઠવી ગીતોમાં મુખ્યત્વે બાબા પીઠોરાના ગાયણાં, ઈંદનાં ગાયણાં, પરંપરાગત વિધિવિધાનમંત્રો, દીવાસાનાં ગીતો, લગ્નગીતો, વાર્તાઓ, ખેતીનાં ગીતો, મેળાનાં ગીતો, બાળગીતો, દેવીદેવીઓનાં ગીતો જોવા મળે છે. એના સિવાય રાઠવી ભાષામાં કહેવતો, ઉખાણાં, ટુચકા વગેરેનો સમાવેશ થાય છે.

ઉપર મુજબનાં મંતવ્યોને ધ્યાને લેતાં અમારું પણ એક મંતવ્ય છે કે પાવીજેતપુર અને છોટાઉદેપુર

તાલુકાના કેટલાક વિસ્તારને હિડિંબાનું વન હતું એવું માનવામાં આવે છે. જેના પુરાવા આજે પણ આપણને જોવા મળે છે. જેમાં કોરાજડુંગર, બાબોભેંહો ડુંગર, ઘોડાલખેણ, માખણિયો ડુંગર, રાયપુર ડુંગર અને હાથી પગલાનો ડુંગર આ ડુંગરોમાં ઘણા પ્રાચીન યુગના અવશેષો આ પ્રદેશમાં અસ્તિત્વ ધરાવે છે. ક્ષત્રપયુગની ગણાય એવી કેટલીક ઈંટો વગેરેથી આ પ્રદેશ પ્રાચીન યુગમાં વસાહતો ધરાવતો હતો એમ લાગે છે. જેમાં ખાસ કરીને દરેક ડુંગરોમાં આવેલ ગુફાચિત્રો, પ્રાચીનકાળમાં જ્યારે ભાષા કે લિપિ ન હતી તે સમયે ચિત્રો ભાષાનું માધ્યમ હતું અને ચિત્રો એ જ લિપિ હતી. જે ચિત્રો આજે પણ આ ડુંગરોમાં જોવા મળે છે. પ્રાચીનકાળમાં આ ચિત્રો દોરવા માટે કોઈ બહારથી માણસો આવ્યા ન હોય પરંતુ જે તે સમયમાં પણ આ વિસ્તારમાં થોડીઘણી વસ્તી હશે કે તે આ ચિત્રો દોર્યાં હશે. તેથી અમે કહી શકીએ કે રાઠવા જાતિ અહીંયાંની મૂળ નિવાસી આદિવાસી જાતિ છે. તેઓની ભાષા પણ રાઠવી છે અને વધુમાં કહું, તો રાઠવા સમાજમાં દોરવામાં આવતું બાબાપીઠોરાદેવનું ભીંતચિત્ર અને ગુફાચિત્ર કેટલાક અંશે મળતાં આવે છે. બાબાપીઠોરાદેવનાં ચિત્રમાં ઘોડેસવાર માણસનાં ચિત્રો દોરવામાં આવે છે અને ગુફાચિત્રોમાં પણ આવા જ પ્રકારનાં ચિત્રો છે.

રાઠવા સમાજની મુખ્ય બોલી રાઠવી છે. પરંતુ આ સમાજ સાથે અન્ય સમાજ પણ વસે છે. જેથી આ સમાજની બોલી ઉપર અન્ય સમાજની બોલીનો પણ પ્રભાવ જોવા મળે છે. જેમકે નસવાડી અને કવાંટ તાલુકામાં ડુંગરાભીલ સમાજ વસે છે. તેથી નસવાડી અને કવાંટ વિસ્તારમાં રાઠવાની બોલી ઉપર ડુંગરાભીલી બોલીનો પ્રભાવ જોવા મળે છે. જ્યારે પાવાગઢ, હાલોલ, કાલોલ તથા જાંબુઘોડા ને બોડેલીની

આજુબાજુનો વિસ્તાર તથા બોડેલીથી છોટાઉદેપુર વચ્ચેનો જે વિસ્તાર છે. આ વિસ્તારમાં ગુજરાતી ભાષાનું પ્રભુત્વ ધરાવતા લોકોની સંખ્યા થોડી વધારે પ્રમાણમાં હોવાથી આ વિસ્તારમાં રાઠવી બોલી પર ગુજરાતી ભાષાનું પ્રભુત્વ જોવા મળે છે. પંચમહાલનાં કેટલાંક ગામડાંઓ જેવાં કે ગમાણાં, ગોરમટિયા, લાવડાદરા, ગોદલી, પાલ્લા, વાંકોડ, ઝાંઝરી, મોટી ઉમરવાંણ વગેરે ગામોમાં જે રાઠવા સમાજ વસે છે તેના ઉપર પંચમહાલી ભીલી ભાષાની અસર જોવા મળે છે. બારિયાથી દાહોદ વિસ્તારને અડીને આવેલાં ગામડાંઓમાં આ અસર જોવા મળે છે. મધ્યપ્રદેશની સરહદને અડીને આવેલાં ગામડાંઓમાં મધ્યપ્રદેશની બારેલી, ભીલાલી બોલીની અસર છે.

આમ જોતાં રાઠવી બોલી મુખ્યત્વે છોટાઉદેપુરથી ઉત્તરે મીઠીબોર વિસ્તાર, પૂર્વમાં ફેરકૂવા સુધીનો વિસ્તાર અને દક્ષિણમાં કવાંટ સુધીના વિસ્તારમાં વસતા અન્ય સમાજ જેવા કે ધાણક, નાયક, તેમજ અન્ય ઉચ્ચવર્ગના લોકોની બોલી ઉપર પણ રાઠવી બોલીનો પ્રભાવ જોવા મળે છે. કરાલી વિસ્તારમાં પણ કોલચા લોકોની અલગ બોલી જોવા મળે છે. જે રાઠવી સાથે સંકળાયેલી છે. આમ આ વિસ્તારનો જે શિક્ષિત વર્ગ છે તે મોટે ભાગે ઘરમાં રાઠવીબોલી અને અન્ય જગ્યાએ ગુજરાતી અને રાઠવી મિશ્ર બોલી બોલે છે.

નસવાડીથી કવાંટ વચ્ચેના વિસ્તારમાં કેટલાક નાની નાત રાઠવા અને કેટલાક કોલચા તરીકે ઓળખાતાં જૂથો આવેલાં છે. તે પણ રાઠવા -ભીલી કુળના જ છે. કારણ કે પહેલાંના સમયમાં જે કોઈ પુરુષ અન્ય વર્ગની સ્ત્રીને પોતાની પત્ની તરીકે રાખે અથવા પ્રેમ સંબંધથી બંધાયેલાં પકડાય ત્યારે સમાજ તેને નાતની

બહાર મૂકે છે. એટલે તે વ્યક્તિને સમાજના દરેક રીતિરિવાજમાં કોઈ પણ જગ્યાએ સ્થાન આપવામાં આવતું નથી. તેને સમાજથી દરેક પ્રકારે છૂટો પાડી દેવામાં આવે છે. તેથી પણ તેઓને નાની નાત રાઠવા તરીકે ઓળખવામાં આવ્યા હોય અથવા બીજું પણ કોઈ કારણ હોઈ શકે. એવી જ રીતે પાવી જેતપુર તાલુકામાં કેટલાક લોકો પોતાને બારિયા તરીકે ઓળખાવે છે કે ઓળખે છે. પણ તેઓ પોતાને ઉચ્ચ ગણવા માટે કે ગણાવવા માટે બારિયા લખાવે છે પરંતુ તે પણ રાઠવા જૂથના જ છે. તેમનાં મોટા ભાગનાં વિધિવિધાન તથા જીવનપ્રણાલી સંપૂર્ણપણે રાઠવાના જેવી જ છે. આ ઉપરાંત આ વિસ્તારમાં નાયક, ધાણક, ભીલ, ડુંગરાભીલ જેવી આદિવાસી જાતિઓ તથા અન્ય ઉચ્ચ વર્ગના લોકો પણ વસે છે.

રાઠવી ભાષા એ જીવનવ્યવહારની ભાષા છે અને તે મોટે ભાગે સામાજિક વ્યવહારોમાં મોટા પ્રમાણમાં વપરાય છે. સામાજિક પ્રસંગોએ લગ્નગીતો, દિવાસાનાં ગીતો તથા ધાર્મિક ક્રિયાઓમાં જેમ કે બાબાપીઠોરાદેવનું ગાયણું તથા ગામના ઝઘડાના નિવારણ માટે, રોજિંદા વ્યવહારમાં, મેળાઓમાં, હાટમાં વગેરેમાં રાઠવી ભાષાનો ઉપયોગ થાય છે. રેડિયો, પ્રસારણ માધ્યમોમાં પણ રાઠવી ભાષાનો ઉપયોગ થાય છે. જેમ કે દિવાસાનાં ગીતો, હોળીગીતો, લગ્નગીતો, વાર્તાઓ વગેરે રાઠવી ભાષામાં રજૂ થતાં હોય છે. રાઠવા સમાજ ઉપર પ્રકાશિત થયેલી ઘણી બધી ઓડિયો, વિડિયો કેસેટમાં ગુજરાતી ફિલ્મમાં જેમ કે 'ધુળકી તારી માયા લાગી' વગેરે જગ્યાએ રાઠવી ભાષાનો ઉપયોગ થયો છે. ઓફિસ કે શાળામાં રાઠવી ભાષાનો ઉપયોગ ઓછો જોવા મળે છે. આ વિસ્તારમાં વસતા રાઠવા સિવાયના અન્ય લોકો છે કે જે ગામડાંમાં ધંધાર્થે આવેલા છે તે પણ રાઠવી ભાષા બોલે છે. હાટ બજારમાં આવતા વેપારીઓ પણ રાઠવી ભાષા

બોલે છે, જે તેનું જીવંત ઉદાહરણ છે.

**વસ્તી :**

ગુજરાતમાં રાઠવા જાતિની વસ્તીવાળા બે જિલ્લા છે વડોદરા અને પંચમહાલ. જેમાં ૭૫ % જેટલી વસ્તી વડોદરા જિલ્લામાં છે. જેઓ રાઠવી ભાષા બોલે છે.

વડોદરા જિલ્લાની પૂર્વ પટ્ટીમાં છોટાઉદેપુર, કવાંટ, પાવી જેતપુર અને નસવાડી તાલુકામાં રાઠવા સમાજની મોટાભાગની વસ્તી વસેલી છે. જેમાં છોટાઉદેપુર કેન્દ્રસ્થાને છે.વડોદરા જિલ્લાના ૧૯૯૧ના આણંદ સાહિત્ય પ્રકાશન ૧૭૫૬, ગાંધીમાર્ગ અમદાવાદના નકશા પ્રમાણે વસ્તી :

| | **ચો.કિ.મિ.** | **ગામડાં** | **વસ્તી** |
|---|---|---|---|
| છોટાઉદેપુર | ૭૭૨.૪ | ૧૪૩ | ૧,૬૮,૮૨૭ |
| પાવીજેતપુર | ૮૦૫.૬ | ૨૧૧ | ૧,૯૯,૬૩૨ |
| નસવાડી | ૩૫.૨ | ૨૧૭ | ૧,૦૭,૪૩૫ |
| હાલોલ | ૫૧૫.૨૨ | ૧૨૨ | ૧,૯૫,૩૦૦ |
| કાલોલ | ૩૯૭.૪૨ | ૬૭ | ૧,૯૧,૯૮૫ |
| જાંબુઘોડા | ૧૨૧.૨૭ | ૫૫ | ૩૬,૩૧૯ |

| | | | |
|---|---|---|---|
| ઘોઘંબા | ૫૦૨.૧૦ | ૯૫ | ૧,૭૯.૬૫૯ |

૨૦૦૧ના સેન્સસ રિપોર્ટ પ્રમાણે વડોદરા જિલ્લાની વસ્તી ૯,૬૭,૩૯૩ (૨૬.૫૬) જેટલી નોંધાયેલી છે. અને પંચમહાલ જિલ્લાની વસ્તી ૫,૫૬૦૦૦( ૨૭.૪૫) નોંધાયેલી છે.

છોટાઉદેપુરની ઉત્તરે કઠીવાડા, દેવગઢ બારિયા સુધીનો વિસ્તાર અને દક્ષિણે કવાંટ અને નસવાડી તથા પૂર્વમાં ફેરકૂવા અને ગુજરાતની હદને અડીને આવેલા મધ્યપ્રદેશનાં ગામડાં તથા પશ્ચિમે સંખેડા, બોડેલી, જાંબુઘોડા, હાલોલ, કાલોલથી લઈ ઘોઘંબા સુધી એટલે કે આ મુખ્ય સ્થળો વચ્ચેનો જે આખો વિસ્તાર છે તેમાં રાઠવા જાતિ વસેલી છે.

**રાઠવીની લાક્ષણિકતાઓ :**

(૧) 'સ નો અઘોષ 'હ' : 'શિખવું' નું 'હિખવું', 'સસલું'નું 'હહલું', 'સાગ'નું 'હાગ', 'સાસુ' નું 'હાહુ', 'સુથાર' નું 'હુતાર, 'સૂપડું' નું 'હુપડું', 'સાપ' નું 'હાપ', થાય છે.

(૨) 'થ' નો 'ત': 'સાથળ' 'હાતળ', 'સાથે' નું 'હાતે', 'ભાથ' નું 'ભાત', 'હાથી' નું 'હાતી', 'સુથાર' નું 'હુતાર' થાય છે.

(૩) 'ડ' નો 'ળ' : 'ઝાડ' નું 'ઝાળ', 'થડ' નું 'થળ', 'તાડ' નું 'તાળ', 'ગોદડી' નું 'ગોદળી', 'ગાડુ' નું 'ગાળુ' થાય છે.

(૪) 'છ' નો 'સ' : 'છત્રી' નું 'સત્રી', 'છાતી' નું 'સાતી', 'છાપું' નું 'સાપું', 'છકડો' નું 'સકડો',

થાય છે.

(૫) 'અ' નો 'ય' : 'તેઓ' નું 'તેયો', થાય છે.

(૬) ગુજરાતી ભાષામાં 'શ' નો અઘોષ રાઠવીમાં 'હ' થાય છે. 'મળીશ'નું 'મળહી', 'ખશ'નું 'ખહ', 'જઈશ'નું 'જાહ' વગેરે થાય છે.

(૭) ગુજરાતી ભાષામાં 'ળ'નો અઘોષ રાઠવીમાં 'ર' થાય છે. 'નિશાળ'નું 'નિહાર', 'કાળું' નું 'કારું', 'તાળું'નું 'તારું' વગેરે થાય છે.

(૮) ગુજરાતીમાં 'ઘ'નો અઘોષ રાઠવીમાં 'દ' થાય છે. 'ગધેડું'નું 'ગદેડું', 'સાધુ'નું 'સાદુ', 'બધું' નું 'બદું', 'સીધું' નું 'હીદું' વગેરે થાય છે.

(૯)ગુજરાતી ભાષામાં 'ભ'નો અઘોષ રાઠવીમાં 'બ' થાય છે. 'ઊભું'નું 'ઊબું', 'લોભ'નું 'લોબ'વગેરે થાય છે.

(૧૦) ગુજરાતી ભાષામાં 'ઉ'નો અઘોષ રાઠવીમાં 'મ' થાય છે. 'ખાઉં' નું 'ખોંમ', 'દઉ'નું 'દોમ', 'જાઉં'નું 'જોંમ' વગેરે થાય છે.

(૧૧) ગુજરાતી ભાષામાં 'વ'નો અઘોષ રાઠવીમાં 'અ' થાય છે. 'વાંદરો'નુ 'ઓંદરો', 'વાણિયો' નું 'ઓણિયો', 'વહોરો'નું 'ઓરો' વગેરે થાય છે.

**રાઠવીની વ્યાકરણ વિષયક લાક્ષણિકતાઓ :**

૧. રાઠવી બહુ વચન માટે 'ઉ' પ્રત્યય લગાડાય છે : તમે ને બદલે તમું, અમે ને બદલે હમું વગેરે.

૨. બીજી વિભક્તિ પુલ્લિંગ ગુજરાતીમાં 'ને'ને બદલે રાઠવીમાં ' અન' વપરાય છે : પિતાજી ને બદલે બાહન, નોકર ને બદલે સાકરન વગેરે.

૩. બીજી વિભક્તિ સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'ને' બદલે રાઠવીમાં 'ઈન' થાય છે : માતાજી ને બદલે યાળીન, પૂત્રી ને બદલે સોરીન, આંગળી ને બદલે ઓગળીન વગેરે.

૪. ચોથી વિભક્તિ પુલ્લિંગ અને સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'સાથે' ને બદલે રાઠવીમાં 'હંગાત' થાય છે : પિતાજી સાથે ને બદલે બાહનહંગાત, માતા સાથે ને બદલે યાળીન હંગાત.

૫. પાંચમી વિભક્તિ પુલ્લિંગ અને સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'થી', 'માંથી'ને બદલે રાઠવીમાં 'ઉમે' 'અથો' થાય છે : પગમાંથી ને બદલે પોગુમે, નદીમાંથી ને બદલે નદીમથો.

૬. સાતમી વિભક્તિ પુલ્લિંગ ગુજરાતીમાં 'માં' બદલે ને રાઠવીમાં 'આમે' કે 'આમ' થાય છે : છોકરામાં ને બદલે પોયરામે, નકશામાં ને બદલે નકસામે, ડુંગરમાં ને બદલે ડુંગરામ.

૭. સાતમી વિભક્તિ સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'માં' ને બદલે રાઠવીમાં 'ઈમ' થાય છે : સાડીમાં ને બદલે હાળીમ, ગાયમાને બદલે ડગરીમ.

૮. ભવિષ્યકાળમાં પહેલો-બીજો પુરુષ એકવચનનાં રૂપોમાં ગુજરાતીમાં 'ઈશ' ને રાઠવીમાં 'હીં' થાય છે : આવીશ ને બદલે આવહીં, જઈશ ને બદલે જહીં, મોકલીશ ને બદલે મોકલહીં, રડીશ ને બદલે રડહીં વગેરે.

૯. રાઠવી ભાષામાં ક્રિયાપદના રૂપ માટે અનુસ્વર, 'ઉ' એ પ્રત્યય ક્રિયાપદના આજ્ઞાર્થીને લાગે છે. દા.ત., જો એ રાઠવી ભીલી આજ્ઞાર્થી એકવચનનું રૂપ છે અને બહુવચનનું રૂપ છે જો તેને અનુસ્વર, 'ઉ' એવું પ્રત્યય લાગીને 'જહું' (જવું) એવું ક્રિયાપદનું મૂળરુપ બને છે.

**રાઠવી ભીલીનાં પુરુષવાચક સર્વનામ :**

| | **એક વચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
| પ્ર.પુ. | મેં | હું | હમું | અમે |
| બી.પુ. | તેયો | તું | તમું | તમે |
| ત્રી.પુ. | યૂં | તે | તેયા | તેઓ |

**રાઠવી પ્રશ્નવાચક સર્વનામ :**

| **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કોય | કોણ | કાં | ક્યાં |
| કેતરા | કેટલાં | કેંહલુક/કેહલા | કેવું/કેવો |

**રાઠવી ક્રિયાવિશેષણો :**

| **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| હાંઈ | હમણાં/અત્યાર | તીહીં/તૅર | ત્યારે |
| ઘડીકથું | થોડીવાર પછી | વેહલો/ઉત્તવાળિયો | જલ્દી |
| પસેન | પછી | જોરમેં | ઝડપથી |
| ધીરોરહીક | ધીરેથી | એકદમ | ઉતાવળથી |
| રીહથી | ગુસ્સાથી | ઉચ્કાહલું | અચાનક |

**રાઠવીમાં કેટલાંક આજ્ઞાર્થી રૂપો :**

| **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઊભો રહ | ઊભો રહે | રપેટ | દોડ |
| સાલ | ચાલ | બહ | બેસ |

**રાઠવીમાં વર્તમાનકાળનાં રૂપો :**

| | **એક વચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
| પ્ર.પુ. | મેં ખામ સુ | હું ખાઉં છું | હમું ખાઈએ સે | અમે ખાઈએ છીએ |

| | | | | |
|---|---|---|---|---|
| બી.પુ. | તૅયો ખાય સ | તું ખાય છે | તમું ખાઓ સો | તમે ખાઓ છો |
| ત્રી.પુ. | યૂ ખાય સ | તે ખાય છે | તૅયા ખાય સે | તેઓ ખાય છે |

**રાઠવીમાં ભૂતકાળનાં રૂપો :**

| | એકવચન | | બહુવચન | |
|---|---|---|---|---|
| | **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
| પ્ર.પુ. | મેં ખાધું | હું ખાધું | હમું ખાધું | અમે ખાધું |
| બી.પુ. | તૅયો ખાધું | તેં ખાધું | તમું ખાધું | તમે ખાધું |
| ત્રી.પુ. | યૂ ખાધું | તેણે ખાધું | તૅયાઓ ખાધું | તેઓએ ખાધું |

**રાઠવીમાં ભવિષ્યકાળનાં રૂપો :**

| | એક વચન | | બહુવચન | |
|---|---|---|---|---|
| | **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
| પ્ર.પુ. | મેં ખાવાનો | હું ખાધું | હમું ખાધું | અમે ખાધું |
| બી.પુ. | તૅયો ખાવાના | તેં ખાધું | તમું ખાધું | તમે ખાધું |
| ત્રી.પુ. | યૂ ખાવાના | તેણે ખાધું | તૅયાઓ ખાધું | તેઓએ ખાધું |

**રાઠવીના નમૂના :**

**પિઠોરાની કથા રાઠવી ભાષામેં :**

ઇંદરાજાને હાત બેનો હુતી. એક બેનનું નામ કાળીકોયલ હુતું. કાળી કોયલ એક દાહડો આંબાવાડીમેં ઢોરાં ચરાવા જેઈ હુતી તૅર કંદુરાણાએ તીની જોંડે છીનાળુ કયરૂં. તીને લીધે જે છોરાનો જલમ થીયો તે બાળપિઠોરો કહવાયો.

ઇંદરાજાના ડરથી કાળીકોયલે બાળપિઠોરાને કોતેળામેં નાંખી દીધો. ઇંદરાજાની બીજી બેન રાણી કાજલને કોઈ છોરાં નીં હુતા. તે કોતેળામેં પાણી ભરવા જેઈ તૅર તીણે છોરાના રડવાનો અવાજ હાંભળ્યો. તે છોરાને ઘૉર લી'જેઈ. છોરો રડવા લાયગો એતરે તીને આકડાનું દૂધ પીવડાયું. તે સિવાય વડનું, પીપળાનું, ખરહેડીનું દૂધ પાઈને બાળપિઠોરાને મોટલો કયરો.

બાળપિઠોરો મોટો થીયો એતરે નિહાળમેં ભણવા મેયલો. તાંબાનો ચોપડો ને રૂપાની કલમ આલી. ખૂબ ભણીને ઘૉર આયવો. મા જોંડે ફરવાની રજા માંયગી. ફરતો ફરતો કચમેર પોં'ચ્યો. કચમેરની રાણી વાવે પાણી ભરતી હુતી. પિઠોરાએ ધકોડો મારી માટલું ફોડી નાંયખું. રાણીએ મે'ણું માયરૂં. તારો મામો આખો ભાગ ખાય. આ હાંમળી પિઠોરો મામાને હોધવા નીકયળો. ધાર, ઇંદોર બધે ફરી વયળો. કોળ્યાને તાંતે તાંતે હરગ મેં જ્યો. ઇંદરાજ ઢાંહીને ઉકળામેં હતાઇ જ્યો. પિઠોરાએ હોધી કાયઢો. એતરે મામાએ ધનમેંથી અડધો ભાગ આપવાનું નક્કી કયરૂં.

પિઠોરાનું લગેન લેવાયું પુણ તીના બાહ ની કોઈને જાણ નીં હુતી. ઇંદરાજાએ બધા દેવોની સભા બોલાવી. પિઠોરાને તીને બાપ બતાડવા કીધું. પિઠોરાએ સીધી કંદુરાણા હામે આંગળી કયરી. એક કથા પરમાણે પિઠોરાએ કંદુરાણાનું નાક ઝાયલું. આ રીતે પિઠોરાની ઓળખાણ નક્કીથી'ને તીનું પિઠોરી હાથે લગેન લેવાયું ને તે બાબો પિઠોરો કહવાયો. આ પિઠોરાની બાધામેં તીના લગેનની જાનનું ને તીમેં ભાગ લેનારાનાં ચિત્રો દોરવામેં આવેસે. તે સિવાય રોજના જીવન જોડે જુડાયલી વસ્તુઓ ને પ્રાણીઓ, જીવડાંના ચિત્રો દોરવામેં આવે સે.

**ગુજરાતી અનુવાદઃ**

ઇંદરાજાને સાત બહેનો હતી. તેમાં એક બહેનનું નામ કાળી કોયલ. કાળી કોયલ એક દિવસ આંબાવાડીઓમાં ગાયો ચરાવવા માટે ગઈ હતી, ત્યાં કદુંરાણા આવ્યાં. કાળી કોયલ સાથે કદુંરાણાએ પ્રેમ કર્યો. થોડાં દિવસો થયાં. કાળી કોયલ ને છિનાળું કર્યું એટલે કાળી કોયલ ભારે પગે (ગર્ભવતી) બની. થોડાં મહિના થયા. આમ કરતાં-કરતાં કાળી કોયલ ને નવ માસ પૂરા થયાં. નવ માસ પૂરા થયાં એટલે કાળી કોયલના પેટે છોકરાનો જન્મ થયો. તે છોકરો એ બાબો પિઠોરો.

ઇંદરાજાની બીકથી કાળી કોયલ ને જ્યારે મહિના પૂરા થયાં અને બાબા પિઠોરાના જન્મ થયો તેને એક નદીમાં જઈને ફેંકી આવી. તેમાં કાળી કોયલની બીજી બેન કાજલ હતી. કાજલને બાળકો ન હતાં. તે જ્યારે નદીમાં પાણી ભરવા ગઈ ત્યારે તે છોકરાને પાણીમાં તણાતો અને મોટેથી રડવાનો અવાજ

સાંભળી કાજલ રાણીએ છોકરાને દેખીને બહાર કાઢયો અને પોતાની સાડીમાં વિંટાળીને પોતાને ઘરે લઈ ગઈ. ઘરે લઈ ગયા પછી. છોકરો વધારે રડવા લાગ્યો ત્યારે તેને આંકડાનું દુધ તે પીવડાવતી. આમ બાબા પિઠોરાને રાણી કાજલે મોટો કર્યો.

જ્યારે બાબો પિઠોરો મોટો થયો ત્યારે કાજલ રાણી નિશાળમાં ભણવા મૂકયો. બાબો પિઠોરો ભણી ગણીને તૈયાર થઈ ગયો. પછી બાબો પિઠોરો ફરવા જવા માટે રાણી કાજલ સાથે રજા માંગી, રાણી કાજલ ફરવા જવા માટે રાણી કાજલ સાથે રજા આપી. ફરતાં-ફરતાં તે કચ મેર પહોચ્યો, કચ મેરની રાણી વાવમાં પાણી ભરતી હતી. ત્યારે બાબો પિઠોરો તીર કાંમઠાથી તેનું માટલું ફોડી આપ્યું. ત્યારે કચમેરની રાણી શ્રાપ આપ્યો કે, તારો મામો તારો આખો ભાગ ખાશે. આવો શ્રાપ મારતાં બાબા પિઠોરો પોતાના મામાને શોધવા નીકળ્યો. કંરોળિયાના તાંતણે-તાંતણે સ્વર્ગમાં પોતાના મામાને શોધવા ગયો.

થોડા દિવસો પછી સ્વર્ગમાંથી બાબો પિઠોરો પાછો આવ્યો.ત્યાં ઇંદરાજા ઉકરડામાં સંતાઈ ગયો,અને બાબો પિઠોરો ઇંદરાજને ઉકરડામાંથી શોધી કાઢ્યો.ત્યારે ઇંદરાજા અનાજમાંથી અડધો ભાગ બાબા પિઠોરાને આપવાનું નક્કી કર્યું.

બાબા પિઠોરાનું લગ્ન કરવાનું નક્કી કર્યું. ઇંદરાજા એ બધા દેવોની સભા બોલાવી અને સભામાં ઈંદરાજા કહ્યું કે બાબા પિઠોરાનો કોઈ પિતા નથી,તો એના પિતાને કોઈ શોધી આપો. ત્યારે બાબો પિઠોરો કદુંરાજા સામે આંગળી બતાવી. તેથી કદુંરાજા બાબાપિઠોરાનો પિતા છે, એવું નક્કી થયું અને પછી પિઠોરી સાથે તેનાં લગ્ન નક્કી કર્યાં. લગ્ન પિઠોરી સાથે કર્યાં, જે પિઠોરાના આખા ચિત્રમાં ઘોડાઓ, હાથી વગેરે જોવા

મળે છે તે પિઠોરાના લગ્નની જાન એટલે કે જાનૈયાઓ છે.

**દેવોની કથા :**

કૈડાકુંનબી દેવ ને કીધું કે તું કોને સે ? તે કંઇમેં દેવ સે. સુ નોમ તારું, તેર કહે કે કાળુ રાણો, કહે ગાય ગાબડીયા ગોમનો, તેર પછેન હું કરવું, તેરે કેય કે એને કોઇ બળવાને બોલાવવા પડહે અને બળવો પરથના કરહે ગોમ લોકો ભેગા વળીયા અને નક્કી કર્યું કે આપુણે ગોમની જાતર નાંખ હું તેર કેવા લાજ્યા કે પુણ જાતર લેવા જવું કર્યા તેર કહેવા લાજ્યા કે કુંભાર ને ઘેર જહું ઘોડા લેવા જહું નક્કી કર્યું. પુછી બળવો કીધુ કે ખરો મારો કડવાનો દેવ હોય,

ગોમ ખેડુ,ભેહાળીયો દેવ,ગોમની જાતર
ગોમ દેવ, હોહાજયા દેવ,ગોમ ઇંદ, હાટોળ
અગાસીયા-પછાળીયાદેવ, ચારખંડની ધરતી
હાત કળના પડદા, કળ પર ચાંદા-હુરજ
પર અલામી મીલીન, મારાગોમની અંદર
કે ગોમની ગવરી, કાળી કાદવી, માલ મેં દાણામેં

હમુને બધા મેં હારા હુતર રાખ હે, તેર મેં ગોમનો ભાગોળીયો એતરે આપુણા મનુષ્ય દેહ મેં આપુણે કોટવાળ કીએ, અને દેવમેં આપુણે ભાગોળીયો દેવ સે. એ કોટવાડ સે એતરે બધાને નોતરે એ કોને નોતરે

કે,

પહેલું પહેલું આપુણી
ખેતીવાડી વળદે, ધનમેં વળદે
નાણાં મે વળદે, માલમેં વળદે.
નર્મદા કાંઠા હાયના દેહરા, નર્મદા ની પેલે થેડે .
ઓહટીયો ડુંગર, પોહરીયો ડુંગર, મોહરીએ ડુંગર,
હાતરીયો ડુંગર, કોહટીયો ડુંગર, હીજયો ડુંગર
ડુંગરનું વળણા, મોહરીનું વળણ, નાણાં વળણા,
માલને વળણા, ગાણા મેં વળણ, ખેતીવાડી વળદે,
વિશ્વાસ પરાડી ધુઘરાણી દેહરા, નાની આડી
મોટી આડી, નાની હાય, મોટી હાય, હાયનો દેહરા
આડીની માતા, મુવાળની માતા, મુવાડના દેવો.
હરગુના દેવો, ધરતીની માતા, ગામ હીંમની માતા
ગામના હીંમના દેવો.
જેર દેવોને પરથના કર્યા તેર એમ માનો
કાવરા ચીમલી,ચીમલી પુજાળ.ફેણય માતા,

માતા હજુલી, હજુલી દેહરા, ઓટલીયો દેવ,
અગાલીયો દેવ,પછાળીયો દેવ, દેવોના નામો પાડવા લાગી જેલા,

જેમાં આપુણા દેવોમાં જે દુધિયો દેવ સે, એતરે આપુણા ગોમમાં નવુ ધન એતરે નવું ખોડની ઉખેડાય, નીંદાયની હાગડાનું પાન ન લવાય એવા બંધાણા બાંધી દીધા, દુધિયો દેવના થાય, તેર સુધી સાગનું પાન ન લાવવાનું પછી છાસે માથું (મુંડું)ની ધોવાય પુછી છાસ કોઇ ને અલાયની, જેરે દુધિયો દેવ કર હું તેર નીંદવાનું કર હું તેર છાસ અલાહે એવા બધા કર્યું,

નાંદરીયો દેવ, દિવાહા દેવ,
કળ પર ચાંદા-હુરજ પુતે ભગવોન
બાર મેઘ તેર બિજલીયો, હરહરીયો દેવ,
બિજલી રાણી, મેઘ આપવો
ધરતીના ખોંડે મેદ ઉત્તરીયો.
ઝાડ-બીડના ધર્મે મેઘ ઉત્તરીયો.
કીડી-મકોડીના ધર્મ મેઘ ઉત્તરીયો.

ગવળીના ધર્મે મેઘ ઉત્તરીયો પુછી હોનાના કણબી,રૂપાના કણબી,ગળીયા ગોધો ટેવડાવવા લાગી જેલા,પુછી મારે ઘોર કેય એરુ ન મોટું હોવુનું ભરેલુ, તે કેમ મને બવારા આવી જા, તેર કેમ કે ચાલ હવે આપુણે જીએ કે માળવાની ધરતી મેં માડવાની ધરતી મેં ગળીયા ગોંધા પલોટીયા, પેલ્લો બિચારો ભીંડો,

ભાજી પાછલો બિયારો-ભીંડો હોનીયો ભાજી, પુષ્કળ લાગ્યું તેર મકેય, મકેય દાંતરી કેવાય, સીંદળી સાલ, કમોદી સાલ, નકરી તુવેર,કાળમોરચું ઉલદીયું, કળી કોદરો, મડી મકીયો, હુપવી જુવાર.

આ આપુણી ખેતી, આપુણી વાડી,આપુણી ખેતીવાડી મેં ઝઝલુ ઘાસ, છેડા વાડણ, કરસેરી વાડણ ખાભા, પુજા ડીરા વાડણ, કરસા વાડણ, હેરા વાડણ, વાડેણનું વલોણ સે.

આપુણી ખેતી આપુણો માલ,પાલ,મનખો મેં, ઢોર વાછરડા મેં હારુ હુતર રાખ્યું બધામે રાબળી ખાતા થીજયો, પુછી કીધુ કે આપુણી ગોમ વળી જયું એતરે આપુણે જાતર નાંખવાની સે. ફાળો કેતરો કેતરો આવહે તે આપુણે વકતા ઘોરોવાળાને વધાર આવહે, ને ટૂંકા ઘોરોવાળાને ઉછો આવહે કુઈને આપવા એતરે ફાળો કર્યો. એમ કરીને હાવ આપુણે કોઇ તાં જવુ, તેરે વિસાર કર્યો કે આપુણે કુંભારને તાં પેલા ઘોડા લેવા જીએ ઘોડા નક્કી કર્યા, ઘોડા,બોકડા,દારૂ લાવ્યા, પુછી આ ઉજાણી હોઇ પુછી એમ કીધુ કે અર્જુન અને ભીમ તે આપણા ઘોરોમાં નોકર કે ચાકર રાખવાનો તે કેય કે ખીચે ખીચે રોટા બીજમ, અને કુડે કુડે દાળ લીજમ બળીયા તારા નોકર-ચાકર, કેય ખાઇ પીન હુવા લાજ્યાં. એતરે કણભીને જીન ચાળી કરી, એતરે કણભી જઇને પાટુ મારીયું, પાટુ મારીયું એતરે ઝાડ બીડ ઉખેડવા લાગી જા, પાછા વળી પાછા વળીયા એતરે પુછી ધરતી ઝાડ નીચે અને પારકી રૂડી હદ આવી એતરે આ ઝાડ-બીડ એતરે જે ઝાડબીડ સે. એતરે આપુના ગોમની અંદર આ દેવ સે. એતરે ઘણા લોકો કે શાસ્ત્ર મેં કે તમે દારૂ છોડદો, માંસ મટન છોડદો, તાડી છોડદો, બધુ છોડદો એમ કેય કે પુણ જેર ભગવોન જેરથી ઉત્પન્ન થયા, તેર આપુણે મનુષ્ય દેહની ઘડયું, ની કુકળુ બનાવ્યું, ની બોકળુ બનાવ્યું, જે કુદરતી બનેલું સે. એ અતારે ખાય અને એજ અતારે પીવે અને

દેવને પરથના કરે.પુછી ગવ પર

ચાંદા-હુરજ પોતે ભગવોન.
જુહી તારો, મેડી તારો, કમળ તારો,
પોપટ તારો,પુછાળો તારો, હૈણી તારો,
હૈણી ગોવાળીયો,

આ બધા મોટા મોટા એ દેવલોક સે. કેવું કે પુણ આ તે તારો સે. પુણ જે દેહ મોટા મોટા દેહ મનુષ્ય દેહ સે. એ કેય કે મને ભુખ લાગી, મને તરસ લાગી, મેં હુવા કરું જે ભગવોન દેવ સે. એ ખરેખર સે. પુણ એ દેખેની પડતા,પુણ જેરે ઘોર ધણી અને બળવો આપુણા ઘોરમે દેવ સે. જે આપુણે જે માનીને રીયા એ આપુણે દેવ આપુણે ભગવોન ને બીજુ કહેવામાં આવ્યું સે કે આજે મનુષ્ય દેહ આપુણા મે સે ખરો? પુણ એમાં કોઇને દેવોનો ભાગની હોય કે કોઇની હોય પછેના દેવનો ભાગ જરૂર સે અને આ દેવનો ઉત્પાદન બળવાનો શેર એતરે કે મુક બળવાથી મારુ ઘોર વળીયું ,જેરે આપુણે ગોમ વડહે એતરે

માલમે વડહે, ધનમે વડહે, નાણા મેં વડહે,
દાણા મેં વડહે, જવા કુવા કણભીના હીરા વડહે,
કણભીનું ઘોર વડહે, નદી નેવાના જોહ વડહે,
ગોમ વડહે,ખેતર પાલા દેવ વડહે,

ખેતર પાલા દેવ એતરે મોટલા મોટલા ખેતુર પાલ દેવ સે. પુણ એ ભોળીયો સે. એતરે એને ખેતુર મે આવીયું અને પછી જેર પિઠોરા વિષયએ વાત હાચી સે. આપુણા ગોમમાં ગોમ દેવ સે. માનો કે કોહાજયો દેવ, હાદરની ભૂમિ, પાંચ પાંડવા એ બધા દેવો હે, કોઈ ગોમમે આપુણે પીળી જાતર નાંખવાની સે. એતરે બળવો એહે નોતરા કરે હે એમાં હુ કરહે ,

ચાલ કે ધરતી માડી, ચાર ખંડની ધરતી સે.
હાતકળના પડદા સે.કળ પર ચાંદા હુરજ પોતે
ભગવોન આજ કેવા લાગી જમ કે ગોમ ખેડું
ગોમ દેવ, ગોમની વાડેણ,ગોમ ઇંદ ,
ડાયો-ઓદરો,હીમ-હીડો, ઘાતે ધગરે,હારો હું વારે,

પોણી પણ જાય રાખે એતરે લીલી-પીળી હલધરે આવળીને આવો બીન ચોખો આ લોંકે આપુણા નોતરાં કરવા.

**ગુજરાતી અનુવાદઃ**

કૈડાકુનબીએ તેને પૂછ્યું કે તું કોણ છે? ત્યારે દેવ બોલ્યા કે હું ગાબડિયા ગામનો કાળુ રાણો દેવ છું. ત્યારે તેણે ગામના બડવાને બોલાવ્યો અને કહ્યું કે એક સાગના ઝાડના પોલાણમાં કાળું રાણું નામનો દેવ છે. આ સાંભળીને ગામ લોકો ભેગાં મળી નક્કી ક્યું કે આપણે ગામની જાતર બનાવીને જાતર કાઢવી પડશે.

એટલે ગામ લોકો એ જાતર માટેનું સરસામાન ભેગું કર્યુ અને બળવાને જાતર માટેની માનતા લેવા કહ્યું. બળવો માનતા લીધી અને કહ્યું કે ગામ ખેડૂત, ગામની જાતર, ગામ ઈંદ, ચાર ખંડની ધરતી, સાતપાતાળના પડદા, કળ પર ચંદ્ર-સૂર્યને નમસ્કાર ર્ક્યું. હે દેવ મારા ગામની અંદર ગાય-ભેંસ, ખેતીવાડી, ઘર બધું સારું રાખીશ તો તારી જાતર કાઢીને તારા નામનું સ્થાનક બનાવીશું.

માનતા રાખવાથી ગામમાં સારું રહેવા લાગ્યું. થોડાં વર્ષો પછી જાતર નાખવા માટે નોતરાં કરવામાં આવ્યાં. તેમાં દેવોને નોતરે છે. પ્રથમ ગામના પાદર (ભાગોળિયોદેવ)ને નોતરે છે. ભાગોળિયો દેવ એ ગામનો કોટવાડ હોય છે. તેથી પ્રથમ ગામના કોટવાડને નોંતરે છે. ગામમાં ખેતીવાડી, પશુપાલન, અનાજનું સારું વળતર આપે તે માટે તેને નોતરે છે. તેમાં નર્મદા નદીના દેવો, ઓહટિયો ડુંગર આ બધા દેવો, મોસેટીનું અનાજ, ખેતીવાડી, હાંફેશ્વરના દેવો, મરજીવાની માતા, મરજીવાના દેવો, સ્વર્ગના દેવો, ધરતીમાતા, સીમની માતા, સીમના દેવો, ફેણાયમાતા, આમ દેવોને નોંતરવામાં આવે છે.

ગામમાં દુધિયો દેવ હોય છે તે ચોમાસામાં ખેતીવાડીમાં મદદ કરે છે. અને તે ખેતીમાં ઊગી નીકળતા વધારાના ઘાસને કાઢવું હોય તો દુધિયા દેવને પૂજવામાં આવે છે અને બંધારણ કરે છે કે છાસથી માથું ધોવું નહિ, છાશ કોઈને અપાય નહિ, સાગનાં પાન તોડવાં નહિ, જ્યારે દુધિયો દેવ કરીશું ત્યારે છાશથી માથું ધોવાશે અને છાશ અપાશે, સાગનાં પાન તોડાશે આમ નક્કી કરી દેવોને નોતરે છે. તેમાં નાંદરિયા દેવ, દિવાસાના દેવ, સૂર્ય-ચંદ્ર, બારમેઘ, તેર વીજળી તેઓને વળતર આપ્યું પછી ધરતી પર વરસાદ આવ્યો,

ઝાડ-પાનના ધર્મથી વરસાદ આવ્યો, કીડી-મકોડાના ધર્મથી વરસાદ આવ્યો. ત્યાર પછી ખેડૂત વાછરડાઓને ખેતી ખેડવા માટે શિખવાડવા લાગ્યા અને કહ્યું કે આપણે માળવાની ધરતી ખેડવા જઈશું. માળવાની ધરતી પર વાછરડા શિખવાળિયા અને ખેડવા લાગ્યા અને ઓરણી કરવા માટે બિયારણો લાવ્યાં. તેમાં ભીંડો, ભાજી, મકાઈ, ડાંગર, અડદ, કોદરા, મઠિયા, જુવાર, આ પહેલામાં પહેલાં આપણાં બિયારણો હતાં. આપણી ખેતીવાડીમાં ઘાસ વધારે છે. તેમાં રોડાં વાળવાવાળી, હાથે વાળવાવાળી આબદાનું સારું વળતર મળવા લાગ્યું.

આપણી ખેતીવાડી,પશુપાલન, માણસો, ઘરમાં સારું વળતર આવ્યું. બધાને સારી રીતે જમવાનું મળવા લાગ્યું તેથી કહેવા લાગ્યા કે આપણું ગામ હવે સારી રીતે સુખી છે. એટલે હવે આપણે જાતર નાંખવાની છે. જાતર માટેના સામાનના ખર્ચ પેટે ફાળો નક્કી કર્યો.

તેઓ કુંભારને ત્યાં ઘોડાં લેવા જવાનું નક્કી કર્યું. ઘોડાં, બકરાં, તાડી લાવ્યા અને જાતર નાખવાની તૈયારી કરી. તેમાં ખેડૂતના નોકર ભીમ અને અર્જુન હતાં. ત્યારે કહેવા લાગ્યાં કે અર્જુન અને ભીમ આપણા ઘરના નોકર છે. તેઓ ખાઈ-પીને ઊંઘે છે. એટલે ખેડૂતને જઈને ફરિયાદ કરી કે તારા નોકર ખાઈ પીને ઊંઘ્યા કરે છે. એટલે ખેડૂતની ઘરવાળી જઈને લાતો -મારીને ઊઠાડયાં અને જંગલમાં કામે લગાડયાં, ઝાડ-પાન ઉખેડવાનું કામ શરૂ કરી દે છે. ખેડૂતની સ્ત્રી તેમને કહેવા લાગી કે પાછા વળો એ બીજાની હદ છે અને ત્યાં આપણા દેવો છે. ત્યાં સુધી આપણી હદ છે.

ઘણાં બધાં કહેવા લાગ્યાં કે તમે દારૂ છોડો, માંસ છોડો, આ બધું છોડી દો, જ્યારથી ભગવાનનો

ઉદ્‌ભવ થયો ત્યારથી આ બધાનો ઉદ્‌ભવ થયેલો છે. આ મનુષ્ય શરીર બનાવ્યું, કે મરઘું નથી બનાવ્યું કે બકરું નથી બનાવ્યું. આ બધું કુદરતી રીતે બનેલું છે. અત્યારે જમે અને અત્યારે પીવે તે દેવોને પ્રાર્થના કરે તેમ છે.

ગાય, પર ચંદ્ર-સૂર્ય પોતે ભગવાન છે. જુહી તારો, મેડી તારો , કમળ તારો, પોપટ તારો, પૂછડી તારો, ફેણી તારો, હૈણી ગોવાળિયા, આ બધાં મોટાં મોટાં દેવલોક છે. જ્યારે મોટામાં મોટો દેહ મનુષ્ય છે. તે કહેવા લાગ્યો કે મને ભૂખ લાગી, મને તરસ લાગી, મારે ઊંઘવું છે. આવું મનુષ્ય દેહ કહેવા લાગ્યો તે ભગવાન છે. તે ભગવાન આપણને જોવા નથી મળતો પરંતુ આપણા ઘરમાં દેવ છે. તે જ આપણા ભગવાન છે. મનુષ્ય જ દેહ દેવનો એક ભાગ છે. એટલે આ ભૂવો કહેવાય કે ભૂવાનો શેર (૫૦૦ગ્રામ) અનાજ ઘરધણીને આપવાનું હોય છે. આ ભૂવાથી મારું ગામ મારું ઘર સારી રીતે ચાલે છે. એમ માનીને આખું ગામ ભૂવાને બોલાવે છે. ત્યારથી આપણા ગામમાં પશુપાલન, અનાજમાં, નાંણામાં, વૃક્ષોની ડાળીઓમાં, ખેડૂતોનાં ઘરો, નદી-નેવાણા પાણી, ગામમાં સારું રહે છે. તેથી લોકો ખેતરના છેડે ખેતર પાલા દેવ તરીકે બેસાડવામાં આવે છે. અને તે ખૂબ જ દયાળુ હોય છે. તેનાથી આખા ગામમાં સારી ખેતી થાય છે.

આમ ઉપરોક્ત કથામાંથી પૃથ્વીની ઉત્પત્તિ કેવી રીતે થઈ હતી અને દેવો, જાતિ-જ્ઞાતિનો ઉદ્‌ભવ ખેતીની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે આ મૌખિક સાહિત્ય પરથી જાણવા મળે છે.

**ગીતો :**

**(૧) દિવાસામાં ગવાતું ગીત**

ઝરમર ઝરમર આભેલી વરસી ભીંગે ભાઈનાં ધોતિયાં રે લોલ,
પીગે તાં હુરી પીંગવા દીજો નવાં લઈ આલસું રે લોલ,
પીગે તાં હુરી પીંગવા દીજો નવાં લઈ આલસું રે લોલ,
ઝરમર ઝરમર આભેલી વરસી
ગાંમનું ગોવારિયું વરી-વરી પૂશે ગોરી કેરુ આવશો રે લોલ,
આ ખૂણે ભાયો પેલે ખૂણે ભાભી કયે ખૂણે રઇ જેલાં રે લોલ,
હાંકી ઠોકીને ગુંદરે બેસાયડાં કયે ખૂણે રઇ જેલાં રે લોલ,
હાંકી ઠોકીને ગુંદરે બેસાયડાં કયે ખૂણે રઇ જેલાં રે લોલ,
ઝરમર ઝરમર આભેલી
ગાંમનું ગોવાળિયું વરી-વરી પૂછે કયે ખૂણે રઇ જલા રે લોલ.

ભાવાર્થ : આ આગળના આદિવાસી ગીતમાં ચોમાસાની ઋતુમાં ઉજવાતા તહેવાર ઉજાણી-દિવાસાના ગીતમાં સરસ એવી વર્ષાઋતુ તેમજ તે વખતના પાકોની વાવણીનાં ખેતરોથી ભરપૂર એવું સુંદર દશ્યવર્ણન કરવામાં આવ્યું છે.

આ ગીતમાં એક આદિવાસી કન્યા અને તે ભાઈ અને બહેનના પવિત્ર લાગણી સભળ પ્રેમ સંબંધી વાત કહેવામાં આવી છે અને એકબીજાની રમૂજી જોવા મળે છે અને કહેવામાં આવ્યું છે કે જ્યારે વર્ષાઋતુનો સમય હોય અને શ્રાવણ માસ ચાલતો હોય અને તે જ સમયે ભાઈ અને ભાભી તથા નણંદ ખેતરમાં હોય તેવા સમયે ને મેઘરાજાનું આગમન થાય ત્યારે ઝરમર ઝરમર આભલી વરસી રહી હોય અને ત્યારે જ ખેતરમાં કામ કરી રહેલ પોતાનાં ભાઈ-ભાભી તથા કન્યા પોતે આવા સમયે પલળી જતાં હોય છે. અને ઠંડીથી થીજતાં હોય છે. અને ભાઈનાં ધોતિયાં પલળી જાય તે હિસાબે તે આમતેમ ઝાડ નીચે માંપ મારે છે. ત્યારે પોતાની બહેન કહે છે કે આ ધોતિયાં પલળે તો પલળવા દે આપણે બીજાં નવાં ધોતિયાં લઈ લેશું. અને તે જ સમયે આ કન્યા કોઈ જગ્યાએ (મજુરી અર્થે) બહાર જતાં એને ગામનાં ગોવાળિયો વળી-વળીને પૂછે છે કે, હે ગોરી હવે તમે ઘરે ક્યારે આવશો? કારણ કે વરસાદે કપડાં પલાળી દીધાં છે. તો તમે હવે ઘરે ચાલો. ત્યારે પેલી કન્યા કહે છે કે આ ખૂણે ભાયો છે અને પેલા ખૂણે ભાભી છે અને ક્યા ખૂણે રહી ગયેલો છે. તે પણ મને કોઈ જ ખ્યાલ નથી. એટલે હજુ ઘરે જવાનું કોઇ જ નક્કી નથી. ત્યારે પેલો ગોવાળિયો પોતાનાં ઢોર હાંકી-હાંકીને એક ગામના પાદરે કે જે ગોદરો કહેવાય ત્યાં બધાં ઢોર ભેગાં કરી દે છે અને સામ પેલી ગોરી કન્યા અને પેલા ગોવાળ સાથે વાતચીત થાય છે.

આમ આ ગીતમાં સરસ મજાની ગોવાળ તથા કન્યા, ભાઈ-ભાભી વચ્ચેના વ્યવહારિક સંબંધોની વાત કરવામાં આવી છે.

કારીયું સેતર સેયડું રે માવાસીનું ભીલડું ..

સેડી સેડીને રસ વાયળુ રે માવાસીનું ભીલડું..
કારીયું સેતર સેયવું રે...
સેલીયો હૌંરાં જોયડાં રે માવાસીનું ભીલડું,
સોયરો જુવાર, ઉગ્યો બાજરો રે માવાસીનું ભીલડું,
બાજરો હરીયે પયડો રે માવાસીનું ભીલડું,
બાજરો કરોવડે આયવો રે માવાસીનું ભીલડું,
બાજરો નીગલી પયડો રે માવીસીનું ભીલડું,
બાજરો બુરે આયવો રે માવાસીનું ભીલડું,
સેલીયો ટોવા જેલો રે માવાસીનું ભીલડું,
હિલુ-હિલુ કરી દોયડો રે માવાસીનું ભીલડું,
ગોફણનો ગોરો ગુમાયવો રે માવાસીનું ભીલડું,
બચારું હિલુ મારી પાયડું રે માવાસીનું ભીલડું,
હિલાંના હાત ભાગ પાયડા રે માવાસીનું ભીલડું,
એક ભાગ સોરાંને ખોયરો રે માવાસીનું ભીલડું,
એક ભાગ બઠેલ્યાંને ખોયરો રે માવાસીનું ભીલડું,

એક ભાગ સોરીયોને ખોયરે રે માવાસીનું ભીલડું,
કારીયું સેતર સેયડું રે માવાસીનું ભીલડું,

ભાવાર્થ : આ ગીતમાં મેવાસ પ્રદેશનો એક આદિવાસી ભીલ કોઈ જગ્યાએ કે જે જમીન એકદમ નક્કર અને કાળી માટીથી ભરેલી હોય ત્યાં બળદ હળ લાકડું લઈને ખેડવા જાય છે. સખત પરિશ્રમથી એ ભીલ યુવાન એ જમીનને ખેડી-ખેડીને એકરસ બનાવે છે એટલે કે વાવણીલાયક જમીન બનાવે છે આમ એક દિવસ બીજાઓના હળ લાકડાં પણ વાવણી કરવા જવા માટે તૈયાર કરે છે ત્યારે પેલો ભીલ ખૂબ આશ્ચર્યચકિત થઇ જાય છે.

એ બાજરો એકદમ સરસ ઊગી નીકળે છે. થોડાં જ દિવસોમાં કરોવડો એટલે કે રાંપડી મારવાલાયક પણ થઇ જાય છે. ત્યાર બાદ એના સમયે તે ડોળે- (ડૂંડાં) કાઢવાની તૈયારીમાં આવી જાય છે. થોડા દિવસોમાં ડૂંડાં કાઢી દે છે. બાજરો સુરે આવી ગયો છે પછી દરરોજ એ ભીલ યુવાન સેલીયો પશુ-પક્ષી ખાઈ ન જાય તે માટે સાચવવા જાય છે. એ દોડી-દોડીને હિલુ-હુલે એવું કહે છે. ગોફણ વડે પથ્થરો ફેંકે છે. આમ એક દિવસ હુલે નામે એક પક્ષી મારી નાખે છે. સાત ભાગ પાડે છે. તેમાં એક ભાગ છોકરાઓને આપે છે. બીજો એક ભાગ છોકરીઓને ે બીજો એક ઘરે બેસીને ખાતા માણસોને આપે છે. આમ હિલાના ભાગ વહેંચી નાખે છે. અને આમ ભીલ ખેડૂતનું વર્ણન સરસ કરેલું છે.

ડાંગેર પાતરી સોટી લાંબો વેલો કે ડાંગેર પાતરી રે લોલ,
સોરા તું એવળલો રૂપારો કમર મે પાતરો રે લોલ,

સોરી તું એવળલી રૂપારી કમર મે પાતરી રે લોલ,
સોરા તારા વેવલીયાં પુછાવો હવેલીનાં ચોકમાં રે લોલ,
સોરા તારાં તલેળાં મંગાવો હવેલીનાં ચોકમાં રે લોલ,
સોરી તારાં તલેળાં મંગાવો હવેલીનાં ચોકમાં રે લોલ,
સોરી તારા માંડવળા રાંચાવો હવેલીનાં ચોકમાં રે લોલ,
સોરી તારા માંડવળા રાચાવો હવેલીનાં ચોકમાં રે લોલ,
સોરી તારી જોનેડો મંગાવો હવેલીનાં ચોકમાં રે લોલ,
સોરી તારી જાનેડો મંગાવો હવેલીનાં ચોકમાં રે લોલ
ડાંગેર પાતળી સોરી લાંબો વેલો

ભાવાર્થ : પ્રસ્તુત આદિવાસી લોકગીતમાં એક કન્યા ને ડાંગર સાથેની સરખામણી છે. એકબીજાની સરખામણીનો ચિતાર આ ગીતમાં રજૂ કરવામાં આવ્યો છે.

આ ગીતમાં એક ડાંગરના છોડની વાત થયેલી છે. જેમાં ચોમાસાની ઋતુમાં જ્યારે શ્રાવણ માસમાં ડાંગર બરાબર એની બીજ કાઢવાની તૈયારીમાં હોય છે. એટલે કે ડાંગર એની યુવા અવસ્થામાં રાચેલી હોય છે ત્યારે ડાંગરનો છોડ પાતળો હોય છે. પરંતુ એનો સોટો લાંબો અને ઊંચો થાય છે. એવી જ રીતે અહીંયાં એક રૂપાળા યુવાન અને યુવતી (કન્યાને) આ ડાંગરના સોટીની સાથે સરખાવવામાં આવ્યાં છે. સંવાદો જોવા મળે છે. કે છોકરા હે

યુવાન તું રૂપાળો, સુંદર ઘણો છે. પરંતુ તારી કમર પાતળી છે. એટલે તું પાતળો છે. એવી વાત કન્યાના મુખ દ્વારા કરવામાં આવી છે. સામે યુવાન કહે છે કે હે સુંદરી મારી શું વાત કરે છે પરંતુ પણ સુંદર, રૂપાળી તો છે. પણ તારામાં પણ એવી જ ખામી છે. એવું કહે છે. અને સામ-સામે એકબીજાને લગ્નગ્રંથિ જોડાવાની મનની ઇચ્છાઓ વ્યક્ત કરે છે ને તારાં વેવલીયાં પુછાવો કે જે હવેલીયો હોય અને પછી તેલેડાં, મંડપ બાંધીને જાનો પણ મંગાવો. આમ સામ-સામે આ રીતે લગ્નના સંબંધોથી જોડાવાની આશાઓ વ્યક્ત કરી છે.

આમ આ આદિવાસી ગીતમાં યુવાન-યુવતીના પ્રેમસંબંધી, લગ્નસંબધી વાર્તાલાપો થયેલા છે.

**વાક્યના નમૂના :**

| **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|
| આ મારું ઘૉર સે. | આ મારું ઘર છે. |
| ઘૉરમાં સાર ઓરડા સે. | ઘરમાં ચાર ઓરડા છે. |
| ઘૉરની એક પારે કૉડિયું સે. | ઘરની બાજુમાં કોઢ છે. |
| તીમેં અમુ ડગરાં બાધીએ સે. | તેમાં અમે ઢોર બાંધીએ છીએ. |
| માહ્‌રુ નોંમ ઉકેળ સે. | મારું નામ ઉકેડ છે. |
| મારા ઘૉર ડગરી સે. | મારે ઘેર ગાય છે. |

| | |
|---|---|
| યૂં ખેતી કરતેલો. | તે ખેતી કરે છે. |
| યૂં ઘરકામ કરતેલી. | તે ઘરકામ કરે છે. |
| અમુ તીન ભાઈ સે. | અમે ત્રણ ભાઈઓ છીએ. |
| એક મારથી મોટલો સે. | એક મારાથી મોટો છે. |
| યૂંનાનું નામ ફૂલજી સે. | તેનું નામ ફૂલજી છે. |
| મારો બાહ ઘૉર ની મળે. | મારા પિતા ઘરે નથી. |
| એથો ગાડે વઈજીરિયો | એ બાજુ ગાડાભાડે ગયો છે. |
| બેતન દન હોરો આવહે | બે ત્રણ દિવસ સુધીમાં આવશે. |
| કાહના ગામનો સે. | કયા ગામનો છે? |
| કેતરું કમાય સે? | કેટલું કમાય છે? |
| તારા ઘોર કેતરાં માણહું સે? | તારા ઘરે કેટલાં માણસો છે? |

નવી વસ્તુ આવી કે લોકોનું મન ઊછળે છે. નવી ચીજો કે વૈજ્ઞાનિક સાધનો વિષે સરળ પર્યાયો યોજવાની ને ટોળટીખળની લોકશક્તિ ગજબ છે. તેનો સચોટ પુરાવો આ બોલીમાંથી પણ મળે છે.

**રંગનાં નામ :**

| **રાઠવી** | **ગજરાતી** | **રાઠવી** | **ગજરાતી** |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| રાતળલુ, રાત્તલું, | રાતું-લાલ | લીલું | લીલો |
| કાળલુ, કાળુ | કાળો | ધ્રોળલું, ધોરુ, ધોરો | સફેદ |
| ભુરલુ, ભુરો | વાદળી | પીળલું,પીડુ | પીળો |
| જૉમલી, જાંબુડીયો | જામલી | - | નારંગી |
| - | પોપટી | - | ગુલાબી |
| હૉનેરી | સોનેરી (ચાંદી) | | |

**દિવસનો સમય :**

| રાઠવી | ગુજરાતી |
|---|---|
| કુકડાવાહતી | મળસકે ચાર વાગ્યાનો સમય |
| હંધાર | સવાર |
| બહપૉર | બપોર (બાર વાગ્યાનો સમય) |
| નમતો/ઢળતો દાહડૉ | બપોર પછીનો (બે થી ત્રણ વાગ્યાનો સમય) |
| હાંતુ | સાંજ |
| રાત | રાત્રી |
| બપૉર ગોવાળીયુ/અળધિક રાત | મધ્યરાત્રી (રાત્રીના બારથી એકનો સમય) |

| | |
|---|---|
| વાહણેં | આવતી કાલ |
| પંદાહડે | પરંદિવસ |
| કાલ્હે | ગઈ કાલે |
| અંધારિયુ | વદ પક્ષ |
| ચોંદણુ (અંજવાળિયું) | સુદ પક્ષ |

**સાંકેતિક શબ્દો :**

(૧) માથાનો ઈશારો : કોઈ વ્યકિતને હા અથવા ના પાડવા માટે આ ઇશારો કરવામાં આવે છે.

(૨) આંખનો ઈશારો : કોઈ વાતનો ભાવાર્થ સમજવા માટે

(૩) હાથનો ઈશારો : કોઈ વ્યકિને બોલાવવા અથવા જવા અથવા આવવા એવું બતાવવા હાથનો ઈશારો કરવામાં આવે છે.

(૪) આંગળીનો ઈશારો : કોઈ વ્યકિત કે વસ્તુને બતાવવા માટે આંગળીનો ઈશારો કરવામાં આવે છે.

(૫) જીભનો ઈશારો : કોઈ ભૂલ થઈ હોય તો જીભનો ઈશારો કરવામાં આવે છે.

(૬) ખોંખારો : કોઈ વ્યકિતને આવવાનો સંકેત દર્શાવે છે.

**દિશાસૂચક શબ્દો :**

| **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|
| મડામોંયું/ ગોદરિયું/પાવેથું | ઉત્તર |
| રેવેથું/રેવાકાચ્છ્યું | દક્ષિણ |
| ઊગમણું/ઉચવાહ | પૂર્વ |
| બુડમણું/હેઠવાહ | પશ્ચિમ |
| ઉગમણું | રાઠ વિસ્તાર - રંગપુર -દેવહાટ વિસ્તાર |
| બુડમણું | પાલ વિસ્તાર -તેજગઢ, પુનિયાવાંટ |
| રેવાકાછ્યુંઃ | (મોટીં ભોંય - કંવાટ, પાનવડ વિસ્તાર |
| ગોદરિયુંઃ | (બારિયા દોપા વિસ્તાર - ઝોઝ કેવડી વિસ્તાર) |

ઉપર મુજબની દિશાઓ છોટાઉદેપુરને કેન્દ્રસ્થાને રાખીને નક્કી કરેલ છે.

**અઠવાડિયાના નામો :**

| **રાઠવી** | **ગુજરાતીવાર** | **હાટ ભરાવાનું સ્થળ હાટ** |
|---|---|---|

| | | |
|---|---|---|
| દિતવાર | રવિવાર | પાનવડ |
| ભાભરિયો, રાજપુરિયો, કંવાટિયો | સોમવાર | કવાંટ અને તેજગઢ |
| ડોડિયો, પાડુંડિયો | મંગળવાર | મોતીવાડા અને ભાભરા |
| ગુર્જરી | બુધવાર | રંગપુર અને જાંબુઘોડા |
| દેવનો | ગુરુવાર | દેવહાટ |
| જૂનલો, ઝોઝિયું | શુક્રવાર | ઝોઝ |
| થાવર, થાવરિયો, ઉદાપુરિયો, | શનિવાર | છોટાઉદેપુર |

અંગ્રેજી મહિના અને ગુજરાતી મહિનાઓનાં નામ રાઠવીમાં કઈ રીતે બોલાય તે નીચે પ્રમાણે દર્શાવવામાં આવેલ છે.

| **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| **કાતેક, દીવાળિયો** | **કારતક** | **ભરોડી** | **માગસર** |
| ખિહેર, ઉત્તરાણિયો | પોષ | ડાંડનો | મહા |
| બૈણ્યો, બણલિયો, | ફાગણ | ચૈતર, ડાલવાડ | ચૈત્ર |
| હોળીનોખાતરિયો | વૈશાખ | રોયણિયો | જેઠ |
| અખાડ, ચોમાસિયો | અષાઢ | સરવાણ | શ્રાવણ |

ભાદવો, હરાધનો, દેગનો, વેલાવારણિયો ભાદરવો હાથિયો, વેદવાળીનો આસો

નોંધઃ અધિક માસ આવે ત્યારે મહિનામાં ફેરફાર થઈ શકે છે.

**ખેતીના ઓજારોનાં નામ :**

| **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| હોળ | હળ | ઓલતી | અરપી |
| ફોળકયુ | કરબડી | કુહુ | કોસ |
| ખોરપી, ખરપડી | ખરપી | જુતો, જોતરું | જોતર |
| ટુપના, ચાલ્રી | ટોપલાં | તોરફેણ | તરફેણ |
| હાથડો, દાતડુ | દાતરડું | પાહાં, પાહ | પાસ |
| દાંતી | પંજેટી | રાહા, ઉસળો, રાસ | (દોરડુ) |
| હૂપે, હુપળુ | સૂપડું | પીસીટો | પૂછેટિયું |
| દુઅબો | નાડ | ખુદાલો, કોદારી | કોદાળી |
| કોલોવે, કરોવ | કરબ | ગાડો, ગાળુ | ગાડુ |

| | | | |
|---|---|---|---|
| જુહરો, ઝોહરુ | ઝૂંસરું | કુઅજુ, ચારિયુ | ડાલુ |
| ટીકોમે, ટીકમ | ત્રિકમ | પારાણુ, પરોણોં | પરાણો |
| પારાયે, ધરી | પરાઈ | પાવળો | પાવડો |
| હીમનો, હમોલૅ | સમોલ | માસડો | માંચડો |
| પેઅણે, પેળા | પૈડાં | ઓળો, હળો | હડો |
| હિકા | શિકા | મોંરી | મોરી |
| ચાળુ | ઓરણી | આડિયું | કરવત |
| ખીટી | ખીલી | ટગારુ | તગારું |
| નાથ | નાથ | ધાળા | ઢાડા |
| ધરી | પરાઈ | | |

**વાવણી શરૂ કરતી વખતે બોલાતા શબ્દો :**

| **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ખેળવું | ખેડ | વાવણી, ઓરવું | ઓરણી |
| વરાપ | ખેડવાલાયક જમીન | ખોડ, કચરું | ઘાસ |
| પૂંજો | પૂજો | થૉનવું, થાણવું | રોપવું |

| | | | |
|---|---|---|---|
| અધેર | ઉપર | અદાણી, અધોંણી | નિશાન |
| રખવાળિયો | ચાડિયો | ભતિયારી | ભાથવાળી |
| દાબર, ડાબરુ | ખાબોચિયું | ખળ, ખરુ | -ફળચું |
| ખણવું | ખોદવું | ચપરોડા, સેડા | પથ્થર |
| ફોંટિયો | બે હરિ વચ્ચેની ચાહ | હરિ | ખુલ્લી જગ્યા |

**અનાજનાં નામ :**

| **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઓડોદિયા, ઉળદ, | અડદ | કાંગ | કાંગ |
| અળદિયા | અડદ | કૂદરા | કોદરા |
| દમ્-ગમ | ઘઉં | સણા | ચણા |
| જઉં | જવ | જીરુ | જીરુ |
| જવાર, જાર | જુવાર | ડાંગેર, ડોંગેર | ડાંગર |
| બાજરી | બાજરી | રાલો | બાવટો |
| ભોંયસીંગા, મંજો | મગફળી | કડા,મકઈ, મકી | મકાઈ |

| | | | |
|---|---|---|---|
| મગ,મંગળા | મગ | મઠ, મઠિયા | મઠ |
| મેથી | મેથી | રાય, રય | રાઈ |
| રાજગરો | રાજગરો | વટોંણા | વટાણા |
| વાલ, વાલિયા | વાલ | | |

**શાકભાજીનાં નામો :**

| **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કટોલું | કંટોલું, કંકોડું | કારેલું | કારેલું |
| કોબી | કોબીજ | કોળું, કોરું | કોળું |
| ગલકું | ગલકું | ગવાર, ગોવારિયા | ગવાર |
| ગાજર | ગાજર | ટીંડોરાં, ટીંડૂરે | ગીલોળા |
| સીભડું, ચીભળુ | ચીભડ | સોરી, ચોરી | ચોળી |
| સોળા, ચૉરા | ચોળા | ટમેટું,ટૉમેટોં | ટામેટું |
| ઝમકિયું, ઝમસા | ડોળકું | ખાટી ભીંડી | ભીંડી |

**વનસ્પતિનાં નામ :**

| રાઠવી | ગુજરાતી | રાઠવી | ગુજરાતી |
| --- | --- | --- | --- |
| આંબુ, ઓંબો | આંબા | ઓંબલી, આમલી | આમલી |
| સેતરો, અસેતરી | અછેતરી | આસોપાલવ | આસોપાલવ |
| ઉંબેર | ઉમરડો | કળો, કડો | કડો |
| ખાખરો, ખાખેડ | ખાખર | સારુલી | ચારોળી |
| હરિયો, જોંબુડો | જાંબુડો | ટીંબરૂ, ટીંબરવો | ટીંમરુ |
| તણસ | તણછ | તાળ | તાડ |
| પીપળો, પીપળો | પીપળો | મુઅુડો, મુળો | મહુડો |
| રા'ણ | રાયણ | વૉડ, વલ્લો | વડ |
| હાગ, હાગડો | સાગ | સંધેહુડો | સંધેસકો |

**ફળનાં નામ :**

| રાઠવી | ગુજરાતી | રાઠવી | ગુજરાતી |
| --- | --- | --- | --- |
| આમળું, આમરા | આમળા | કેરી, આંબુ | કેરી |
| સીકુ | ચીકુ | જોંમફર | જામફળ |
| જાંબુડ, જોંબુ | જાંબુ | ડેંગરૂ, ડેંગરાં | તડબૂચ |

| | | | |
|---|---|---|---|
| દાઈડમ | દાડમ | દરાખ | દ્રાક્ષ |
| નારિયેળ, નરીયેળ | નાળિયેર | પપેયું | પપૈયું |
| ફણહ | ફણસ | બૅદામ | બદામ |
| બીલું | બીલુ | બોરોં | બોર |
| મોસંબી | મોસંબી | રૉયણાં | રૉયણાં |
| સકરટેટી | સક્કરટેટી | હોપારી | સોપારી |

**પાલતુ પ્રાણી :**

| **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઉટળો, ઉંટળુ | ઊંટ | કૂતરો, સેહટારુ | કૂતરો |
| ડગરી | ગાય | કેટો | ઘેટું |
| ઘોળુ | ઘોડો | બોકરી, બોકડી | બકરી |
| ડગરો, ઢાંઢો, ગોધો | બળદ | મીનડી, મિનાળી | બિલાડી |
| ડોબી, પાડી | ભેંસ | વાસડુ | વાછરડું |

**જીવજંતુ અને પ્રાણી :**

| રાઠવી | ગુજરાતી | રાઠવી | ગુજરાતી |
|---|---|---|---|
| ઉધી | ઉધઈ | કાનપીસોડા | કાનખજૂરો |
| કીળી | કીડી | મદેળુ | ગરોળી |
| સાંસોળ | ચાંચડ | | |

**જળચર જીવોનાં નામ :**

| રાઠવી | ગુજરાતી | રાઠવી | ગુજરાતી |
|---|---|---|---|
| કરચેલ | કરચલો | પાણી રેડિયા | કલકલિયો |
| પૉંણી કૂકડી | જળકૂકડી | ડેડકો, ડેળકો | દેડકો |
| બોતોક | બતક | માસલી | માછલી |

**પક્ષીનાં નામ :**

| રાઠવી | ગુજરાતી | રાઠવી | ગુજરાતી |
|---|---|---|---|
| પેરવુ | કબૂતર | ઢાંઢિયો | કાગડો |
| કાબેર, કાબરચિ | કાબર | કળવીચલો | કાળોકોસી |
| કોયલ | કોયલ | ગીદેળ, ગરજ્યો | ગીધ |

| | | | |
|---|---|---|---|
| ઘરસીડી, ચરકલી | ચકલી | તીતર | તેતર |
| પૂપટો, હિલો | પોપટ | ઠાઠઠુકડો | લક્કડખોદ |
| હમળી | સમડી | માળેલ | સુઘરી |
| મોરલો | મોર | હારહ | સારસ |

**જંગલી પ્રાણીઓનાં નામ :**

| **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કેડ ભાંગલો | ઝરખ | હૂવર | ભૂંડ |
| રીંસડો | રીંછ | લોંકડી,ખોખડું,ફાલળું | વરુ |
| વાઘડુ | વાઘ | હાબર | સાબર |

**ધંધાદારીનાં નામ :**

| **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કોળ્યુ, કળિયો | કડિયો | ટેડળો | કાપડિયો |
| કુભાર | કુંભાર | ખેડૂતે, ખેળુત | ખેડૂત |
| ગાસો | ઘાંચી | તાલાટી, મેંતા | તલાટી |

| | | | |
|---|---|---|---|
| દોરજી | દરજી | ધૂબી | ધોબી |
| ટાપાલી | ટપાલી | ટુનકયારો | ડબગર |
| દાકતુરે, દાકતર | ડૉક્ટર | ડાયવોરે, ડાયવર | ડ્રાઈવર |
| માલી | માળી | મૂસી | મોચી |
| વૉણકોરે | વણકર | લુહાર | લુહાર |

**ઘરેણાં :**

| **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કોલ્લો, કળુ | કડું | કોદરું | કંદોરો |
| કાપ | કાંપ | સાંજરી | ઝાંઝરી |
| પોંસી | પોંચી | આહડી, આંહડી | હાંસડી |

**પોષાકનાં નામ :**

| **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ડગલી | કબજો | અંગરખુ, ડગલી | ખમીસ |
| ખાહડે, ખાહડુ, | ચંપલ | પોતડી, ધોતિયું | ધોતી |

| | | | |
|---|---|---|---|
| ફેંટુ | ફેંટો | બોળીસ | બંડી |
| જોડા | બૂટ | મૂજા | મોજા |
| હાડી | સાડી | આંગુરખો | કોટ |
| ફાળિયો | ઘાઘરો | ફાલ્યો | ફાળિયું |

**શરીરનાં ભાગ :**

| **રાઠવી** | **ગુજરાતી** | **રાઠવી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| અંગોઠો | અંગૂઠા | ડોળો, ઓંસ | આંખ |
| ઓંગરી | આંગળી | આંતડુ | આંતરડું |
| કપૉળ, લેલાળ | કપાળ | કેડ | કમર |
| કોંડું | કાંડું | કૉન | કાન |
| ડોળો | કીકી | હાથનું બાહળું | ખભો |
| ખોપડી | ખોપરી | ગળુ | ગળું |
| ગલયુ | ગાલ | સાતી | છાતી |
| જીબ | જીભ | ડોકરી, મુંડુ | માથું |
| નખોરુ | નાક | પીપેણ | પાંપણ |

| | | | |
|---|---|---|---|
| પૉગ | પગ | પાંહળી | પાંસળી |
| હાત | હાથ | | |

**અંકો રાઠવી :**

| | | | |
|---|---|---|---|
| ૧- એખ | ૨- બે | ૩-તૉણ | ૪- સાર |
| ૫- પાંસ | ૬- સો | ૭- હાત | ૮- આઠ |
| ૯- નવ | ૧૦- દહ | ૧૧- અજયાર | ૧૨- બાર |
| ૧૩- તેર | ૧૪- સૌદ | ૧૫- પંદર | ૧૬- હોળ |
| ૧૭- હત્તર | ૧૮- અરાળ | ૧૯- ઓગણીહ | |
| ૨૦- એખવીહુ | ૨૧- એખવીહુ ન એક | ૩૦- ડોળ વીહુ | |

(નારણ રાઠવા, સંજય રાઠવા, વિકેશ રાઠવા, ભાવસિંગ રાઠવા)

